# આજના બ્રાહ્મણો એક પણ નવા શ્લોકનું નિર્માણ કરી શકયા નથીઃ અવનીશ પંડ્યા

## આગામી દિવસોમાં કર્મકાંડીઓ, જ્યોતિષીઓ તેમજ કથાકારોની યોજાનારી બેઠકઃ ગ્રામ્ય લોકોને તેમની જ બોલીમાં સંસ્કૃત ભાષા શિખવાડવાનું કચ્છમાં મિશન શરૂ કરાશે



આજકાલ પ્રતિનિધિ-ભુજ

નવી પેઢીનો હિરો કોઇ સ્વામીવિવેકાનંદ કે પછી બીજા કોઇ મહારથીઓ નથી પરંતુ ફિલ્મી હિરો છે, તે તેનું જ સતત અનુકરણ કરતી રહી છે. તેને કારણે તે પરંપરાગત સંસ્કૃતિથી દુર થઇ રહી છે, ત્યારે આ યુવાધનને પાછુ વાળવા માટે, તેઓ રાહ ભટકી ગયા છે તેવી તેમને ટકોર કરવા તેમજ તેમનાજ વડીલો પાસે જે અમુલ્ય ભાથુ છે તેને ગ્રહણ કરીને તે વિદ્યાને ચિરંજીવી બનાવાની દિશામાં આગળ વધે તેમાટે બ્રહ્મ સમાજ દ્વારા સનાતન ધર્મની રક્ષા માટે ખાસ મિશન શરૂ કર્યુંછે અને તેની શરૂઆત કચ્છમાંથી કરવામાં આવશે. આગામી દિવસોમાં મોટી બેઠકનું પણ આયોજન કરવામાં આવશે જેમાં કર્મકાંડીઓ, જ્યોતીષીઓ તેમજ કથાકારોને સામેલ કરવામાં આવશે તેવું ભુજ ખાતે પત્રકારોને માહિતી આપતા અવનીશભાઇ પંડ્યાએ જણાવ્યું હતું.

વધુમાં તેમણે કચ્છના ગામડાઓમાં રહેતા લોકોને પણ અનેક પ્રશ્નો મુંજવી રહ્યા છે, ત્યારે તેઓ કોઇપણ હિચકિચાટ વગર સીધી વાતચિત કરી શકે, પ્રશ્નોનું જરૂરી એવું સમાધાન કરી શકે તેવા પ્રયાસો પણ આ મિશનના માધ્યમથી કરવામાં આવશે તેની સાથેસાથે સંસ્કૃત ભાષાને તેમની જ સરળ અને ગામઠી ભાષામાંઢાળીને શિક્ષણ આપવાનો પણ પ્રયાસ કરવામાં આવશે.

ધર્મની રક્ષા માટે સાચા અર્થમાં વિજ્ઞાન અને ધર્મનો સમન્વય કરીને જ્ઞાન પિરસવાની શરૂઆત કરવામાં આવશે તો લોકોમાં રહેલી શંકા કુસંકાઓ પણ મહ્દઅંશે દુર થશે. વળી, સૂર્ય, ગાયત્રી, પૃથ્વીના સથવારે વિધિવિધાન કરેતો તેની પણ સમજ કેળવી શકે તેવી પુરેપુરી કોશીષ કરવામાં આવશે. સનાતન ધર્મનો જય થાય, વેદનો જય થાય બ્રહ્મ વિદ્યાનો જય થાય... આ સંદેશ ગામડે ગામડે ફેલાય....તેની સાથે હવે બ્રાહ્મણોને પણ કંઇક વિશેષ કરવુ છે, તેમને પણ માર્ગદર્શન મળી રહે તે માટેના પ્રયાસો હાથ ધરવામાં આવશે. આમતો આ સંગઠનની સ્થાપના ૨૦૦૫માં કરવામાં આવી છે, અને સતત પ્રચાર અને પ્રસાર માટે કામગીરી કરવામાં આવે છે. જેમા ખાસ કરીને રાષ્ટ્રની સ્વતંત્રતા, સંસ્કૃતિ, ભાષા, સાહિત્ય કલાઓ, વિકાસ માટે ધર્મક્ષેત્ર, કર્મક્ષેત્ર દ્વારા બલિદાન અને સંવર્ધન કરનારા માટે જનમાનસમાં શીલ, સરળતા સદાચાર, આસ્તિકતા, લગન, સદ્ગુણો પ્રત્યે સાત્વિક રસ ભાવના જગાવવા એ રાષ્ટ્રીય નૈતિક ઉત્થાન ઉદેષ્ય છે. ત્યારે કચ્છ ભૂકંપ પછી સારાએવા પ્રમાણમાં નવનિર્માણ થયુ તેની સાથેસાથે સમસ્યાઓ, પ્રશ્નો પણ વધુ ઉઠ્યા છે તો હિન્દુ ધર્મની પણ સમશ્યા છે ત્યારે આ તમામ પ્રશ્નોનાં નિરાકરણ માટે આ મીશન ઉત્સાહભેર આગળ વધશે.

અંતમાં તેમણે બ્રાહ્મણોએ આજદિન સુધી જુના શ્લોકોનું જ રટણ ચાલુ રાખ્યું છે, એક પણ નવા શ્લોકનું નિર્માણ કોઇ પણ કરી શક્યા નથી. જ્યારે એક સમય એવો હતો કે જમતા જમતા પણ શ્લોકોનું નિર્માણ થઇ જતું. ત્યારે બ્રાહ્મણોમાં પણ કંઇ ખુટે છે, જેની પર પણ આગામી બેઠકમાં વિચાર-વિમર્સ કરવામાં આવશે તેમ તેમણે જણાવ્યું હતું.

# આજના બ્રાહ્મણો એક પણ નવા શ્લોકનું નિર્માણ કરી શકયા નથીઃ અવનીશ પંડ્યા

## આગામી દિવસોમાં કર્મકાંડીઓ, જ્યોતિષીઓ તેમજ કથાકારોની યોજાનારી બેઠકઃ ગ્રામ્ય લોકોને તેમની જ બોલીમાં સંસ્કૃત ભાષા શિખવાડવાનું કચ્છમાં મિશન શરૂ કરાશે

આજકાલ પ્રતિનિધિ-ભુજ

નવી પેઢીનો હિરો કોઇ સ્વામીવિવેકાનંદ કે પછી બીજા કોઇ મહારથીઓ નથી પરંતુ ફિલ્મી હિરો છે, તે તેનું જ સતત અનુકરણ કરતી રહી છે. તેને કારણે તે પરંપરાગત સંસ્કૃતિથી દુર થઇ રહી છે, ત્યારે આ યુવાધનને પાછુ વાળવા માટે, તેઓ રાહ ભટકી ગયા છે તેવી તેમને ટકોર કરવા તેમજ તેમનાજ વડીલો પાસે જે અમુલ્ય ભાથુ છે તેને ગ્રહણ કરીને તે વિદ્યાને ચિરંજીવી બનાવાની દિશામાં આગળ વધે તેમાટે બ્રહ્મ સમાજ દ્વારા સનાતન ધર્મની રક્ષા માટે ખાસ મિશન શરૂ કર્યુંછે અને તેની શરૂઆત કચ્છમાંથી કરવામાં આવશે. આગામી દિવસોમાં મોટી બેઠકનું પણ આયોજન કરવામાં આવશે જેમાં કર્મકાંડીઓ, જ્યોતીષીઓ તેમજ કથાકારોને સામેલ કરવામાં આવશે તેવું ભુજ ખાતે પત્રકારોને માહિતી આપતા અવનીશભાઇ પંડ્યાએ જણાવ્યું હતું.



વધુમાં તેમણે કચ્છના ગામડાઓમાં રહેતા લોકોને પણ અનેક પ્રશ્નો મુંજવી રહ્યા છે, ત્યારે તેઓ કોઇપણ હિચકિચાટ વગર સીધી વાતચિત કરી શકે, પ્રશ્નોનું જરૂરી એવું સમાધાન કરી શકે તેવા પ્રયાસો પણ આ મિશનના માધ્યમથી કરવામાં આવશે તેની સાથેસાથે સંસ્કૃત ભાષાને તેમની જ સરળ અને ગામઠી ભાષામાંઢાળીને શિક્ષણ આપવાનો પણ પ્રયાસ કરવામાં આવશે.

ધર્મની રક્ષા માટે સાચા અર્થમાં વિજ્ઞાન અને ધર્મનો સમન્વય કરીને જ્ઞાન પિરસવાની શરૂઆત કરવામાં આવશે તો લોકોમાં રહેલી શંકા કુસંકાઓ પણ મહદ્અંશે દુર થશે. વળી, સૂર્ય, ગાયત્રી, પૃથ્વીના સથવારે વિધિવિધાન કરેતો તેની પણ સમજ કેળવી શકે તેવી પુરેપુરી કોશીષ કરવામાં આવશે. સનાતન ધર્મનો જય થાય, વેદનો જય થાય બ્રહ્મ વિદ્યાનો જય થાય... આ સંદેશ ગામડે ગામડે ફેલાય....તેની સાથે હવે બ્રાહ્મણોને પણ કંઇક વિશેષ કરવુ છે, તેમને પણ માર્ગદર્શન મળી રહે તે માટેના પ્રયાસો હાથ ધરવામાં આવશે. આમતો આ સંગઠનની સ્થાપના ૨૦૦૫માં કરવામાં આવી છે, અને સતત પ્રચાર અને પ્રસાર માટે કામગીરી કરવામાં આવે છે. જેમા ખાસ કરીને રાષ્ટ્રની સ્વતંત્રતા, સંસ્કૃતિ, ભાષા, સાહિત્ય કલાઓ, વિકાસ માટે ધર્મક્ષેત્ર, કર્મક્ષેત્ર દ્વારા બલિદાન અને સંવર્ધન કરનારા માટે જનમાનસમાં શીલ, સરળતા સદાચાર, આસ્તિકતા, લગન, સદ્ગુણો પ્રત્યે સાત્વિક રસ ભાવના જગાવવા એ રાષ્ટ્રીય નૈતિક ઉત્થાન ઉદેષ્ય છે. ત્યારે કચ્છ ભૂકંપ પછી સારાએવા પ્રમાણમાં નવનિર્માણ થયુ તેની સાથેસાથે સમસ્યાઓ, પ્રશ્નો પણ વધુ ઉઠ્યા છે તો હિન્દુ ધર્મની પણ સમશ્યા છે ત્યારે આ તમામ પ્રશ્નોનાં નિરાકરણ માટે આ મીશન ઉત્સાહભેર આગળ વધશે.

અંતમાં તેમણે બ્રાહ્મણોએ આજદિન સુધી જુના શ્લોકોનું જ રટણ ચાલુ રાખ્યું છે, એક પણ નવા શ્લોકનું નિર્માણ કોઇ પણ કરી શકયા નથી. જ્યારે એક સમય એવો હતો કે જમતા જમતા પણ શ્લોકોનું નિર્માણ થઇ જતું. ત્યારે બ્રાહ્મણોમાં પણ કંઇ ખુટે છે, જેની પર પણ આગામી બેઠકમાં વિચાર-વિમર્સ કરવામાં આવશે તેમ તેમણે જણાવ્યું હતું.